ભાગ્યોદયની ત્રીજા વર્ષની ભેટ.

# ઘરનો વૈદ્ય

યાને

# ફેમીલી ડૉક્ટર.

( ભાગ ૧ થી ૧૦. )

લેખક અને પ્રકાશક.

જેઠાલાલ દેવશંકર દવે.

તંત્રી ભાગ્યોદય.

ભાગ્યોદય ઑફીસ. રીચીરોડ—અમદાવાદ.

સત્યનારાયણ પ્રિ. પ્રેસમાં પટેલ મોતીલાલ કાળીદાસે છાપ્યું
સીવીલ હૉસ્પીતાલ સામે પાનાભાઈની વાડીમાં—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૩૩૦૦. સને ૧૯૧૫.

કીં. રૂ. ૨-૦-૦.

ભાગ્યોદયની ત્રીજા વર્ષની ભેટ.

# ઘરનો વૈદ્ય

યાને

# ફેમીલી ડૉક્ટર.

ભાગ ૧ થી ૧૦.


લેખક અને પ્રકાશક,

જેઠાલાલ દેવશંકર દવે.

તંત્રી ભાગ્યોદય.



ભાગ્યોદય ઑફીસ રીચીરોડ—અમદાવાદ.

સં. ૧૯૭૧. પ્રત ૩૩૦૦. સને ૧૯૧૫.

કીં. રૂ. ૨-૦-૦

## આ લેખકનાં પુસ્તકો.



### કાયદાનો શિક્ષક.

આ પુસ્તકની અંદર ફોજદારી, રેવન્યુ અને દિવાની તમામ જાતના કાયદાઓનો સંગ્રહ છે. જે રૂ. ૧૦૦ ખર્ચતા મળી શકે તેમ નથી. પુસ્તકના સંબંધમાં કલેકટરો, બેરીસ્ટરો, ન્યાયાધિશો, દિવાનો, સુબાઓ વિગેરે વિદ્વાનોએ ઉંચા અભિપ્રાયો આપ્યા છે. કીં. રૂ. ૫).

### ભવિષ્યવેત્તા.

ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની વાત આ પુસ્તક ઉપરથી જોઇ શકાય છે. પોતાના તેમજ પારકાના સુખદુઃખની વાતો, અનાજના ભાવ તાલ વિગેરે અનેક બાબતો જોઈ શકાય છે. કીં. રૂ. ૩).

### ધનવાન.

જેમને પૈસાની જરૂર હોય તેમને આ પુસ્તક ઉપયોગી છે. આ પુસ્તકમાં ધનવાન શી રીતે થવાય તેના અનેક રસ્તાઓ બતાવવામાં આવ્યા છે. કીં. રૂ ૦-૦

### વૈદ યાને વૈદક.

ભાગ ૧-૨

વૈદકના તમામ વિષયો, ચૂર્ણો, ગુટીકાઓ, ભસ્મો અને રસો ઉપરાંત અનેક વિષયોનો આમાં સમાવેશ કર્યો છે. કીં. રૂ. ૧).

### સરવ રેવન્યુ અને ફોજદારી કાયદાનું જુથ.

જેમાં નાના મોટા ૨૦ કાયદાઓનો સમાવેશ કર્યો છે. કીં. રૂ.૧।।.

### વિનોદચંદ્ર.

એક અતિ ઉત્તમ, બોધક નવલકથા છે. કીં. રૂ. ૧-૦-૦

**જેઠાલાલ દેવશંકર દવે,** વ્યવસ્થાપક ભાગ્યોદય.—**અમદાવાદ.**

---

**અમદાવાદ**—સીવીલ હૉસ્પિતાલ સામે પાનાભાઇની વાડીમાં
શ્રી "સત્યનારાયણ" પ્રિ. પ્રેસમાં પટેલ મોતીલાલ કાળીદાસે છાપ્યું.

# પ્રસ્તાવના.

ભાગ્યોદયના ગ્રાહકોને ભાગ્યોદયદ્વારા ઉત્તમ વાંચન પુરૂ પાડવા ઉપરાંત દરવરસે એક ઉપયોગી પુસ્તક ભેટ આપવાનું હોવાથી આ પુસ્કતનો જન્મ થયો છે.

ઘરમાં સાધારણ થતા દરદોમાં ડોકટર કે વૈદના પૈસા ચૂકવવા મટી જાય તેમજ વનસ્પતિના ગુણ દોષ અને શરીરના અંદર તથા બહારના 'અવયવોનું સાધારણ રીતે જ્ઞાન થાય એવા હેતુથી આ પુસ્તક બનાવ્યું છે. આ પુસ્તક જો કે નાનું છે પરંતુ તેમાં વૈદકશાસ્ત્રની જાણવા જેવી સર્વ બાબતો આવી ગયેલી છે. શરીરના અવયવોનું જ્ઞાન દરેક માણસ આ પુસ્તક ઉપરથી પ્રાપ્ત કરી શકશે, તે તે અવયવોમાં વિકાર થવાથી રોગ થાય છે અને તેથી રોગ ન થાય તે માટે તે તે અવયવોમાં વિકાર ન થાય તેને માટે કુદરતી નિયમોનું પાલન કરી શકાય તે અર્થે સૂત્રસ્થાન આપેલું છે અને તેથી જો તે નિયમોને દરેક માણસ પાળે તો રોગ થવાનો સંભવ થોડો રહે.

તે ઉપરાંત વનસ્પતિ વિભાગમાં, વનસ્પતિના ગુણ દોષ અને ઓળખાણ આપ્યા છે. દવાઓ શી રીતે બનાવવી તેમજ તેનો કેવી રીતે ઉપયોગ કરવો તે ઔષધી સ્થાનમાં અને દરેક રોગ, તે થવાનાં કારણ લક્ષણ અને તેના સ્હેલા ઘરગતુ ઉપાયોનું વર્ણન ચિકિત્સા સ્થાનમાં આપવામાં આવ્યું છે.

આ પુસ્તકનો જો બરોબર ઉપયોગ કરવામાં આવે તો તેથી દવાઓ પાછળ ખર્ચવામાં આવતા હજારો રૂપિઆનો બચાવ થાય એમ છે અને તે તરફ દૃષ્ટિ રાખતાં ભાગ્યોદયનું લવાજમ નજીવું લાગ્યા સિવાય રહેશેજ નહિ. અમને આશા છે કે આ પુસ્તકથી ગ્રાહકોને સંતોષજ થશે. આવતા વર્ષે પણ એક ઉપયોગી પુસ્તક ગ્રાહકોને ભેટ તરીકે આપવામાં આવશે.

અમદાવાદ.
ફાલ્ગુન કૃષ્ણ એકાદશી ૧૯૭૧
તા. ૧૧-૩-૧૫

જેઠાલાલ દેવશંકર દવે,
પ્રસિદ્ધકર્તા.

# વિષયાનુક્રમણિકા.

# ઘરનો વૈદ્ય.

યાને

# ફેમીલી ડૉકટર.

## ભાગ ૧ લો.

## શારીર સ્થાન.

### પ્રકરણ ૧ લું.

### શારીર.



---

રેક મનુષ્યે પોતાના શરીરનું જ્ઞાન મેળવવું જોઇએ. શરીરમાં માથુ અને ધડ એ બે ભાગ ઉપરથી જોતાં જણાય છે.

માથું—તેની અંદર બે નાક, બે આંખ, બે કાન, મ્હોઢું અને માથું એમ ઉપરથી જોતાં જણાય છે.

૨ ધડ—તેમાં બે પગ, બે હાથ, છાતી, પેટ, પેઢુ, ગુદા અને ઉપસ્થ એમ ઉપરથી જોતાં જણાય છે.

શરીરમાં હાડકાં નિચે પ્રમાણે છેઃ—

| | | | |
|---|---|---|---|
| ખોપરીમાં | ૮ | છાતીની પાંસળીઓ | ૨૪ |
| ચ્હેરામાં | ૧૪ | ઉરોસ્થી | ૧ |
| ગરદનમાં | ૧ | બંને ખભા ને હાથનાં | ૬૪ |
| કરોડમાં | ૨૬ | બંને થાપા ને પગનાં | ૬૪ |

એ રીતે ૨૦૦ હાડકાં છે. દાંત ૩૨ અને દરેક કાનનાં ત્રણ ને ત્રણ ૭ મળી ૨૩૮ હાડકાં શરીરના હાડપીંજરમાં છે.

**કરોડ**—શરીર તથા હાડપીંજરનો મુખ્ય ભાગ કરોડ છે. તેના મુખ્ય પાંચ ભાગ છે. ગરદન, પીઠ, કમર, ત્રિક અને ગુદાસ્થિ કરોડ નાના નાના મણકા સંધાઇને થયેલો ભાગ છે. તે દરેક મણકા વચ્ચે મોટું છીદ્ર હોય છે. જ્યારે સર્વ મણકા સંધાય છે ત્યારે આ મણકાનાં છીદ્રથી કરોડની વચ્ચે એક પોલ રહે છે. તેમાં કરોડરજ્જુ રહે છે, અને તે કરોડ રજ્જુમાંથી તંતુઓ બહાર આવે છે.

કરોડની પીઠના હાડકાંની બન્ને બાજુએ એકેક પાંસળી એવી બાર બાર પાંસળીઓ જોડાયલી છે.

**માથું—ખોપરી**—માથાની ખોપરીમા નિચે પ્રમાણે આઠ હાડકાં છે. ૧ પશ્ચિમ તરફ, ૧ પૂર્વ તરફ કપાળનું હાડકું, જમણું અને ડાબું ૨, બંને લમણાનાં ૨, કીલાસ્થી ૧ અને ચાલણી અસ્થિ ૧ મળી ૮ થાય છે.

ખોપરીની અંદર મગજ છે. ખોપરીની અંદર ખાડા ખાયાવાળી જગ્યામાં મગજની કરચલી તથા રક્ત નળીઓ અને તંતુઓ બરાબર બેસતાં આવે છે. પાછળ એક છિદ્ર છે તે છિદ્રમાં થઇને કરોડરજ્જુ કરોડની પોલમાં ઉતરે છે. બંને પાર્શ્વાસ્થિ અને પશ્ચિમાસ્થિના સંયોગને ઠેકાણે એક છિદ્ર હોય છે તેને પશ્ચિમ બ્રહ્મરંધ્ર કહે છે

અને બંને અસ્થિના લલાટ અસ્થિ સાથેના સંયોગ સ્થળે એક બીજું છિદ્ર હોય છે તેને પૂર્વ બ્રહ્મરંધ્ર કહે છે. આ બંને બ્રહ્મરંધ્ર નાનપણમાં જણાય છે અને મગજમાં ફરતા લોહીને લીધે ધડકે છે. તે બાળકને થોડાં વર્ષ થતાં પુરાઈ જાય છે.

**ચ્હેરાનાં હાડકાં**—નાકનાં ૨, ઉપલા જડબાનાં ૨, અશ્રુ અસ્થિ ૨, ગાલનાં ૨, તાળવાનાં ૨, નિચેના ટર્બીનેટેડના ૨, વોમર અસ્થિ ૧ અને નિચેના જડબાનું ૧ મળી ૧૪ હાડકાં ચ્હેરામાં છે.

**દાંત**—દાંત ૩૨ છે તેમાં ઉપરની તથા નિચેની દાઢો ૬, બે ખુણીઆ દાંત ૪, કુતરીઆ દાંત ૨ અને કાપી શકે તેવા દાંત ૪ છે.

ગરદનમાં એક હાડકું છે તે નળ ગોટાની ઉપર હોય છે.

**છાતીમાં** દરેક બાજુએ બાર એવી ૨૪ પાંસળીઓ હોય છે. આ પાંસળીઓમાં પાછળ કરોડની બે બાજુએ સંધાયલી છે અને આગળ ઉરોસ્થિ (સીનાનું હાડકું) છે.

છાતીનું હાડપીંજર ઉપરથી સાંકડું અને નિચેથી પહોળું હોય છે, તેમાં બે બાજુએ ફેફસાં અને વચ્ચે રક્તાશય છે. તથા તેમની મોટી રક્ત નળીઓ આવેલી છે.

**ખભા ને હાથનાં હાડકાં**—ખભાનાં હાડકાં બે છે. એક હાંસડી, જે છાતીના ઉપલા ભાગમાં આવેલું છે. અને બીજી ખભાની ઢાલ, ખભાની પાછળ ત્રિકોણાકાર આવેલી છે.

**હાથનાં હાડકાં**—ભૂજાસ્થિ ૧ છે, જે ખભાથી કુણી સુધી લાંબુ છે; કળાઈનાં અસ્થિ ૨ છે. જે એક બહારની બાજુ છે તેને મણીબંધાસ્થિ કહે છે. બીજું અંદરની બાજુ તેને કર્પુરાસ્થિ કહે છે. આ બંનેના છેડા ઉપર અને નિચે જોડાયલા છે. પણ વચ્ચે

પોલા રહે છે. તે કોણીથી તે હાથના કાંડા સુધી આવેલાં છે. હાથના કાંડાનાં ૮ હાડકાં છે, હથેળીનાં ૫, અંગુઠાનાં ૨ અને ચાર આંગળીનાં ૧૨ મળી ૩૨ અને બંને હાથનાં થઈ ૬૪ હાડકાં હાથમાં આવેલાં છે.

**પગનાં હાડકાં**—નિતંબ (થાપા)નું હાડકું દરેક બાજુએ છે. તે પાછળ કરોડ સાથે જોડાય છે. તેના સંયોગથી બસ્તિ પીંજર બને છે જેમાં મૂત્રાશય, ગુદા અને સ્ત્રીઓના અવયવો આવેલા છે. જંઘાનું ૧ હાડકું છે. તે નિચે પગના નળા (ઢાંકણી) સાથે સંધાય છે. ૧ ગોઠણની ઢાંકણીનું ૨, પગના નળાનાં ૭, પગની ઘુંટીનાં, ૫ પગની પાટલીનાં, ૨ પગના અંગુઠાનાં અને ૧૨ પગનાં આંગળાંના મળી ૩૧ હાડકાં એક પગમાં એટલે બંને પગમાં થઈ ૬૨ હાડકાં છે.

**કૂર્ચા**—એ કુળાં હાડકાં છે. કાન, નાક, પાંપણ, સાંધા, પાંસળીઓમાં કુર્ચા હાડકાં જાણી શકાય છે.

**સાંધા**—એ હાડકાં સામસામે સંધાય છે તેને સાંધા કહે છે. આ સાંધામાં કેટલાક મજબુત અને કેટલા ગતિવાળા એટલે હાલી શકે તેવા સાંધા હોય છે. જેમકે ખોપરીનાં ને ચ્હેરાનાં હાડકાં એવાં સંધાયેલાં છે કે તે એક હાડકા જેવું દેખાય છે, અને કરોડના, હાથ પગના કાંડા તથા આંગળીઓના સાંધા, ગતિવાળા એટલે હાલી શકે તેવા છે.

**સ્નાયુ**—(માંસના લોચા) શરીરની અંદર હાડપિંજરને વળગીને સ્નાયુ રહેલા છે તેથી કરીને તે ગતિ કરી શકે છે. સ્નાયુએ માંસના લોચા છે. તેમાં જે સ્નાયુ માણસની મરજીને અનુસરી કામ કરે છે જેવા કે હાથ, પગ, પીઠ, પેટ, ચ્હેરાના વિગેરે

તેને ઐચ્છિક સ્નાયુ કહે છે, અને જે આંતરડાં, ગર્ભાશય વિગેરેના સ્નાયુ આપણી મરજી અનુસાર વર્તતા નથી ત્યારે તેને અનૈચ્છિક સ્નાયુ કહે છે. સ્નાયુમાં સંકોચનનો ગુણ રહેલો છે તે સંકોચાવાથી ગતિ ઉત્પન્ન થાય છે. શરીરની અંદર પાંચસો ઉપર સ્નાયુ છે.

**સંયોજક**—શરીરના જુદા જુદા ભાગો, હાડકાં, સ્નાયુ, રક્તવાહિની, મજ્જાતંતુ, ચામડી વિગેરેને એક બીજા સાથે જોડનાર પદાર્થને સંયોજક કહે છે. તે સૂક્ષ્મ તાંતણા અને કોશોના બનેલા છે.

**ચરબી**—થાપા, જાંગ, પેટ પર, ચામડીની નિચે, ચરબીનો મોટો જથો છે તે ગરમીનું રક્ષણ કરે છે. તેના પીળા રંગના લોચા સંયોજકમાં હોય છે.

**રસત્વચા**—મગજ, રક્તાશય, ફેફસાં તથા પેટના અવયવો ઉપર ચળકતા ને લીસા પડનું જે આચ્છાદન હોય છે તેને રસત્વચા કહે છે. તે અવયવોને હાલવા ચાલવા છતાં ઘસાવા દેતું નથી.

**શ્લેષ્મત્વચા**—શરીરની ઉપર જેમ ચામડી છે તેમ અંદરની બાજુમાં નાજુક ચામડી છે તેને શ્લેષ્મ પડ કહે છે. આ પડમાંથી પાતળો ચીકણો રસ હંમેશાં નિકળે છે. તેથી અંદર ભીનાશ રહે છે. આંખ, નાક, મોઢું, વાયુ, નળી, અન્નાશય, આંતરડાં વિગેરેને અંતર આચ્છાદન આ શ્લેષ્મત્વચાનું હોય છે.

**સ્તન**—છાતીની ચોથી પાંસળી ઉપર બે સ્તન હોય છે તેનું પુખ્ત ઉમ્મરની સ્ત્રીઓમાં પૂર્ણ રૂપ જોવામાં આવે છે. તેનો મોટો ભાગ ચરબીનો છે તેમાંની શિરાઓમાં ગર્ભવંતી સ્ત્રીને દુધ પેદા થાય છે. તે બચ્ચાંને ધાવવામાં આવે છે. તેમાં જુમખાદાર નળીઓ હોય છે તેની આસપાસ લોહીની નસો હોય છે તેમાંથી દુધ પેદા થઇ આ નળીઓમાં આવે છે.

# પ્રકરણ ૨જું.

## ખોપરીની અંદરના અવયવો.



મગજ—શરીરમાં સર્વોપરી અવયવ એ મગજ છે. તે ઘણું નાજુક હોવાથી તેના રક્ષણ માટે તે ઉપર મજબુત ખોપરી આવેલી છે. મગજનો મોટો ભાગ ઉપર આવેલો છે, બીજો ભાગ પાછળ આવેલો છે. મગજના મોટા તંતુઓ ૧૨ છે તે મગજના તળીએથી નીકળી નાક, આંખ, કાન, જીભ અને ચ્હેરા વિગેરે ભાગમાં ફેલાઇ જાય છે. મગજનું વજન ત્રણેક રતલ છે. જેમ મોટું મગજ હોય તેમ બુદ્ધિ વધારે સમજવી. મનુષ્યની બુદ્ધિનો આધાર મગજ ઉપર છે ને વધુ બુદ્ધિશાળી હોય તેના ભેજાની કરચલી, મોટી, ઉંડી, ગુંચળાદાર હોય છે. ગતિ કરવી, સ્પર્શ, સ્મરણ શક્તિ, શ્રવણ, દૃષ્ટિ, અને નાસિકાની ઇંદ્રિયોનો આધાર મગજ ઉપર છે. શ્વાસ ચાલવાના અને રક્તાશયને ચાલવાના તંતુ પણ મગજ સાથે સંબંધ ધરાવે છે.

કરોડરજ્જુ—મગજનું એક પડ કરોડરજ્જુને છે જે કરોડની પોલમાં જારી રહે છે. આ મગજનું સાંધણ છે. તે મસ્તકથી કરોડ સુધી પહોંચતાં ૧૮ ઇંચ લાંબુ હોય છે. તેમાંથી આગળ અને પાછળ એમ બે તંતુઓ નીકળે છે. તે કરોડમાંથી બહાર નીકળી જોડાઇ જાય છે. આમ ૨ કરોડ રજ્જુમાંથી ૨૧ તંતુ નીકળે છે. જેમકે ગરદનમાંથી આઠ નીકળે છે. જે હાથ અને ગરદનને પુરાં પડે છે, પીઠ

માંથી ૧૨ નીકળી છાતી તથા પીઠ પર વહેંચાય છે, કમરમાંથી પાંચ નીકળી કમરના ભાગ, પેટ, પેડુ, અને પગના આગલા ભાગમાં આંગળાં સુધી પહોંચે છે અને ત્રિક અસ્થિ ( પીઠની નિચેનો કરોડનો ભાગ ) માંથી ૧ તથા ગુદાસ્થિમાંથી ૫ નીકળી પેડુ, થાપા તથા પગના પાછલા ભાગમાં આંગળાં સુધી ફેલાય છે.

મજ્જાતંતુની બે હારો કરોડની આગળના ભાગમાં છે તે ગરદનથી ગુદાસ્થિ સુધી પહોંચે છે. તે મગજ અને કરોડરજ્જુ તંતુઓનો મેળાપ કરાવે છે. રક્તાશય, રક્ત નળીઓ, આંતરડાં વગેરે અવયવોમાં, આ તંતુઓ વહેંચાય છે.

---

## પ્રકરણ ૩જું.

## છાતીની પોલના અવયવો.



છાતીની અંદર વચ્ચે કાંઈક ડાબી તરફ હૃદય (રક્તાશય) તથા તેની મોટી રક્તવાહિની નસ અને બે ફેફસાં છે. તે સિવાય શ્વાસ નળીનો થોડો ભાગ અને અન્ન નળ છે જે અન્નનળ છાતીમાં થઇ પેટમાં ઉતરે છે.

રક્તાશય (હૃદય ત્રીજાથી છઠા પાંસળા સુધી છે. જેના ચાર ભાગ છે તે ચારે ખંડને મોટી રક્ત વાહિનીઓ

સાથે સંબંધ છે. જમણા ઉપરના ખંડ સાથે શરીરની ઉપરની અને નિચેની બે મોટી શિરા ( નસો ) જોડાય છે. અને જમણા નિચેના ખંડમાંથી મોટી ધમની નીકળી તેના બે ભાગ થઇ બે ફેફસાંમાં જાય છે. ડાબા ઉપરના ખંડમાંથી ત્રણ ચાર શિરા વહે છે. નિચેના ખંડમાંથી મોટી ધમની ( હૃનળ ) નીકળે છે તેની શાખા થઇ આખા શરીરમાં ફેલાય છે.

**ફેફસાં**—છાતીની ડાબી અને જમણી બાજુએ છે ફેફસાં શ્વાસ નળીની શાખાઓથી બનેલાં છે તેમાં લોહી સાફ થાય છે. પીઠના ત્રીજા મણકા સામે શ્વાસ નળીના બે ભાગ થાય છે. જમણો ભાગ જમણા ફેફસામાં અને ડાબો ભાગ ડાબા ફેફસાંમાં જાય છે. ત્યાં લોહી, હવાના સંબંધથી શુદ્ધ થાય છે.

**શ્વાસનળી**—નાકનાં નસકોરાંના છિદ્રથી ફેફસાં સુધીના માર્ગને વાયુ માર્ગ કહે છે હવા અંતર્ગ્રીવામાંથી સ્વર નળીમાં થઇ, શ્વાસ નળીમાં થઇ ફેફસાંમાં જાય છે અને તે લાંબા માર્ગમાં થઇ જવાથી હવા ગરમ થઇ ફેફસાંમાં પ્રવેશ કરે છે. શ્વર અને શ્વાસ નળી એકજ છે કરોડની ગરદનના પાંચમા મણકાથી પીઠના બીજા મણકા સુધી જઇ તેના બે ભાગ થાય છે. પાછળથી શ્વાસ નળી અન્ન નળીને વળગેલી છે.

---

# પ્રકરણ ૪ થું.

## પેટની પોલના અવયવ.



શરીરની અંદર પેટની મોટામાં મોટી બખોલ છે. તેની પાછળના ભાગમાં કરોડ બાજુએ ઉપરના ભાગમાં નિચેનાં પાંસળાં, તેની ઉપરના ભાગમાં ઉરોદર પટલ (છાતી અને પેટની વચ્ચેનો પડદો) અને નિચેની તરફ પેડુ અને બસ્તિ છે. પેટની વચ્ચે ડુંટી છે તેની નીચે પેડુ છે.

**પેટની અંદર**, અન્નાશય (હોજરી) કલેજું, પ્લીહા (બરોળ) પેંક્રિયાસ, મૂત્ર પીંડ, મૂત્રપીંડના ઉર્ધ્વ પીંડ અને બસ્તી છે. પેટની કરોડના આધારે મોટી શિરા (ધોરીનસ) અને ધમની રહે છે.

**પેડુ અગર બસ્તિમાં**, મૂત્રાશય, મલાશય, અને સ્ત્રીઓમાં ગર્ભાશય તથા તેનાં અંગો હોય છે.

૧. **અન્નમાર્ગ**—મોંઢેથી શરૂ થઇ ગુદાદ્વાર સુધી ૩૫ ફીટની લંબાઇનો આ માર્ગ છે. તેમાં **મોંઢું**, મોં આગળ હોઠ, બાજુપર ગાલ, વચ્ચે જીભ, ઉપર નિચે દાંત છે, મોંઢામાં સ્લેશ્મત્વચા છે તેથી ભીનાશ રહે છે. પાચનક્રિયામાં જરૂરતા થુંકને આ ત્વચાની અંદરના પિંડ ઉત્પન્ન કરે છે. જીભ સ્નાયુની બનેલી છે. જેથી વળી શકે છે. અને બોલવા વિગેરેમાં ઉપયોગી થઇ પડે છે.

૨. અંતર્ગીવા ગળાની પોલ ખોપરીને તળીએથી કરોડની ગ્રીવાના પાંચમા મણકા પર્યંત લાંબી છે તે પોલમાં થઇ ખોરાક અન્નનળમાં જાય છે, અને પવન શ્વાસ નળીમાં જાય છે. ગળાની બારી, બે નસકોરાં, શ્વાસ નળી અને અન્નનળ અને બે કાનની નળીનાં એમ સાત દ્વાર હોય છે તેની પાછળ કરોડ અને ઉપર ખોપરીનું તળીયું, છે.

૩. અન્નનળ અંતર્ગીવા નિચેના છેડાથી હોજરી સુધીના માર્ગને અન્નનળ કહે છે. તે શ્વાસ નળીની પાછળ કરોડના આધારે નિચે ઉતરે છે, અને છાતી અને પેટ વચ્ચે આવેલા ઉરોદર પટલના છિદ્રમાં થઇ હોજરીમાં મળે છે.

૪. અન્નાશય (હોજરી—જઠર કે આમાશય ) પેટની અંદર ડાબા પડખામાં પાંસળાં અંદર આવેલી છે. તેના ઉપર ઉરોદર પટલ તથા કલેજાનો ડાબો ભાગ તેની ડાબી બાજુએ બરોળ, જમણી તરફ કલેજુ આગળ પેટની દિવાલ અને નિચે આંતરડાં તથા પાછળ કરોડ છે. તેના ડાબા છેડાથી અન્નનળનો સંયોગ થાય છે, અને જમણો છેડો આંતરડાંને મળે છે.

આંતરડાં—ન્હાનાં આંતરડાંનાં ઘણાં ગુંચળાં હોય છે. તેમાં પિત અને પેંક્રિયાસની નળી મળે છે. તેની જમણી બાજુએ મોટા આંતરડાનો મેળાપ થાય છે. નાનાં આંતરડાંમાંથી મોટાં આંતરડાંમાં પદાર્થ જાય છે. મોટું આંતરડુ પેડુના જમણા ખુણામાંથી ઉપર ચઢી કલેજા આગળ થઇ ત્યાંથી હોજરી આગળ થઇ ત્યાંથી ડાબી બાજુએ નિચે ઉતરી પેડુના ડાબા ખુણા સુધી પહોંચી ત્યાં એક ગુંચળું વળી ત્યાંથી મલાશય શરૂ થઇ બસ્તિમાં ઉતરે છે.

**કલેજુ**—યકૃત. (કાળજુ] તે પેટની અંદર પાંસળીઓમાં જમણા પડખામાં છે. તેની ઉપર ઉરોદરપટલ, નિચે અન્નાશય, આંતરડાં અને મૂત્રપીંડ છે. તેના ઉપર હૈદસું છે. હોજરી અને આંતરડાંની શિરા મળી એક મોટી શિરા થાય છે તે કલેજામાં જાય છે ત્યાં તેની શાખાઓનું રૂધિર શુદ્ધ થાય છે. તેનું કામ શિરાનું રૂધિર શુદ્ધ કરવાનું અને બીજું પિત્ત પેદા કરવાનું છે.

**પિત્તાશય**—પિત્ત વહેવાની એક નળી કલેજામાંથી નીકળે છે તે એક થેલીમાં એકઠું થાય છે તેને **પિત્તાશય** કહે છે. તે કલેજાની સાથે ચોટેલું છે. તેમાંથી જ્યારે પચન ક્રિયા ચાલતી હોય ત્યારે પિત્ત આંતરડાંમાં જાય છે.

**પ્લીહા—બરોળ**—એ ડાબા પડખામાં નવ, દશ અને અગીઆરમી પાંસળીઓને વળગીને રહેલ છે. તેનું કામ રક્ત શુદ્ધિનું છે. તાવ આવે છે ત્યારે તેનુ કદ મોટું થઈ બરોળ વધે છે.

**પેક્રિયાસ**—આ પિંડ હોજરીની પાછળ છે, તેનો રસ પચનક્રિયામાં થુંકનો અર્થ સારે છે તેની એક નળી પિત્તનળીને મળી આંતરડામાં ઉઘડે છે..

**મુત્રપીંડ**—મૂત્રપીંડ ૨ છે. કરોડની બાજુએ કમરના ભાગમાં પેટની પાછળની દીવાલ પર છે. ત્યાં મૂત્ર પેદા થાય છે તેમાંથી એક એક નળી પેશાબને મૂત્રાશયમાં લાવનારી છે. આ મૂત્ર નળ આંતરડાંની પાછળ છે.

---

## બસ્તી-પેડુના અવયવો.

પેટ અને છાતિ વચ્ચે પડ છે તેવું પેડા અને પેટ વચ્ચે નથી. પાછળ ગુદાસ્થિ અને ત્રિક, આગળ થાપાનાં હાડકાં મળી બસ્તીની પોલ

થાય છે. તેમાં મૂત્રાશય, મૂત્રમાર્ગ, પ્રોસ્ટેટ, વીર્યાશય, મલાશય, અને પેટમાંનાં આંતરડાં હોય છે, અને સ્ત્રીને ગર્ભાશય તથા તેના ઉપાંગો હોય છે.

**મૂત્રાશય**—પેડુના આગળના ભાગમાં **મૂત્રાશય** હોય છે. તેની પાછળ મલાશય અને સ્ત્રીઓના ગર્ભાશય તથા યોની, મલાશય અને પુઠ્ઠની વચ્ચે હોય છે. મૂત્રાશય ઉપર આંતરડાં હોય છે. મૂત્ર નળ મૂત્રાશયમાં ઠલવાય છે.

**વીર્યાશય**—વૃષણમાંથી વીર્ય નળીઓ, પેડુમાં આવી, મૂત્રાશય ઉપર થઈ તેની નળીએ ઉતરે છે. મૂત્રાશયની તળે તે દરેક નળી પહોળી અને ગુંચળા વાળી થાય છે તેમાં વીર્ય ભરાઈ રહે છે તેને વીર્યાશય કહે છે. બન્ને વીર્યાશય, મૂત્રાશય અને મલાશયની વચ્ચે હોય છે, અને તેની નળીઓ પ્રોસ્ટેટમાં થઈ મૂત્રમાર્ગમાં ઉઘડી વીર્ય બહાર જાય છે.

---

# ભાગ ૨ જો.

## ઈંદ્રિય વિજ્ઞાન સ્થાન.

આ ભાગમાં શરીરના જુદા જુદા અવયવો જેવા કે હોજરી, આંતરડાં વિગેરેના શું શું ધર્મો છે તથા તેમાં પચનક્રિયા શ્વાસોશ્વાસ વિગેરે કઈ કઈ ક્રિયાઓ કેવી રીતે ચાલી રહી છે તે આવશે.

---

## પ્રકરણ ૫મું.

### લોહિ.



લોહી શરીરમાં જ્યાં જ્યાં ફરે છે તે તે ભાગને પોષણ આપે છે. તે હંમેશાં શરીરમાં ફર્યા કરે છે, અને જે નિરૂપયોગી અંશ જેવા કે મળમૂત્ર વિગેરે હોય છે તેને ગ્રહણ કરી બહાર કાઢે છે, અને શરીરના સઘળા ભાગોને ઉષ્ણતા આપે છે. લોહી રાતુ અને કાળું અથવા જાંબુડા રંગનું હોય છે. કાળુલોહી સ્વાભાવિકજ છે. ધમનીનું લોહી લાલ છે. તે સ્વચ્છ અને પોષણ કરવાને લાયક છે, અને શિરાનું રક્ત કાળુ અને જાંબુડારંગનું હોય છે તે પોષણ કરવાને નાલાયક છે.

### લોહીને ફરવાનાં સાધનો.

**હૃદય**—હૃદયના ડાબી અને જમણી કર્ણિકા અને ડાબી તથા જમણી જવનિકા એવા ચાર વિભાગ છે. ડાબી બાજુની જવનિકા નામના ભાગમાંથી મોટી ધોરી નસ નીકળી તેની શાખાઓ થઇ

આખા શરીરમાં પથરાઇ જાય છે. તેમજ જમણી જવનિકાના ભાગમાંથી એવીજ મોટી ધમની નીકળે છે તેના બે ભાગ થઇ દરેક બાજુના ફેફસાંમાં જઇ તેમાં ફેલાઇ જાય છે. અને ફેફસામાંથી લોહી લઇને ડાબી કર્ણિકામાં ત્રણ ચાર શિરા રેડે છે. અને જમણી કર્ણિકામાં શરીરના નિચેના અને ઉપરના ભાગની બે મોટી નશિરા રક્ત લાવે છે. હૃદયની ડાબી જવનિકામાંથી લાલ રક્ત નીકળી મોટી ધમનીમાં થઇ તેની શાખાઓદ્વારા આખા શરીરમાં લોહી ફરી વળે છે, અને ત્યાંથી ફરી વળ્યા પછી તેમાંથી શિરા નિકળે છે તેમાં થઇ અસ્વચ્છ અને કાળું થઇ લોહી રક્તાશયમાં જમણી કર્ણિકામાં પાછું આવે છે, અને ત્યાંથી કેશવાહિનિના રૂપમાં ફેફસામાં થઇ પાછું લોહી શુદ્ધ થઇ ડાબી કર્ણિકામાં પાછું આવે છે, અને ત્યાંથી તે શુદ્ધ લોહી ડાબી જવનિકામાં દાખલ થાય છે. એટલે શુદ્ધ લોહી હૃદયની ડાબી બાજુએથી નીકળી શરીરમાં ફરી શરીરના રદ ભાગ સાથે મિશ્ર થઇ અશુદ્ધ થઇને જમણી તરફ ફેફસાંમાં થઇ ત્યાં શુદ્ધ થઇ ડાબી બાજુએ થઇ લોહી હૃદયમાં આવે છે.

આંતરડાં બરોળ અને હોજરીની શિરાનું લોહિ હૃદય તરફ ન જતાં કલેજામાં જાય છે ત્યાં શુદ્ધ થઇ પછી હૃદયમાં જાય છે. રક્તાશય એ માંસનું બનેલું છે. તેનું કામ સંકોચાવાનું અને ઢીલા પડવાનું છે, અને તેથી જે અવાજ થાય છે તે છાતી ઉપર હૃદયની જગાએ કાન ધરવાથી સાંભળી શકાય છે.

**નાડી**—હૃદયની અંદર જવનિકા સંકોચાવાથી લોહી ધમનીમાં થાય છે. તેથી ધમનીઓ પહોળી થાય છે. એટલે અંતઃકરણના સંકોચાવાથી ધમનીમાંના લોહીને ધક્કો વાગવાથી ધમની પહોળી થઇ ઉછળે છે તેને નાડી કહે છે. મનુષ્યના હૃદયની સ્થિતિ નાડી પરીક્ષા

ઉપરથી જાણી શકાય છે, અને તે કાંડાપાસે સ્પષ્ટ જાણી શકાય છે.

**ધમની**—ધમનીમાં પાણીના રેલાની માફક લોહી વહે છે. લોહીને શરીરમાં ફેરવવું અને લોહિના રેલાને એક સરખી રીતે અંતર સિવાય ચલાવવો અને જુદા જુદા શરીરના અવયવોને જોઇતા પ્રમાણમાં લોહી વહેંચી આપવાનું કામ ધમનીનું છે.

**કેશવાહિની**—ધમનીના નાનામાં નાના ફાંટાને કેશવાહિની કહે છે. તે નરી આંખે જોઇ ન શકાય તેવી બારીક હોય છે.

**શિરા-રસ**—કેશવાહિનીઓની જાળમાં ફેરફાર થયા પછી લોહી પાછુ છાતીમાં જવા સારૂ જે નળીઓ ઉત્પન્ન થાય છે તેને રસ કહે છે. તેમાં થઇ બગડેલું લોહી છાતીમાં જાય છે.

## પ્રકરણ ૬ઠું.

## શ્વાસોશ્વાસ.



રેક મનુષ્ય શ્વાસ લે છે તે શ્વાસ દ્વારા હવા શરીરમાં જાય છે. નાકમાંથી હવા મોંઢાના પાછલા ભાગમાં થઇ શ્વાસ નળી વાટે ફેફસામાં જાય છે. હવાનો મુખ્ય હેતુ લોહિને સ્વચ્છ કરવાનો છે. શરીરમાં લોહિ ફરીને અસ્વચ્છ અને કાળું થઇને લોહિ પાછું ફેફસામાં જાય છે, અને ત્યાં શ્વાસ નળીવાટે ગયેલી શુદ્ધ હવા તે લોહિને ઓક્સિજન આપી નિરૂપયોગી અને ઝેરી પદાર્થોને ગ્રહણ કરીને કાર્બોનિક એસિડની હવા બહાર કાઢે છે, અને તેની જગ્યાએ ઓક્સિ-

જન લોહિમાં ભળે છે એટલે કાળું મટીને લાલ લોહી થઇ તે પાછું શરીરમાં જાય છે.

**શ્વાસનળી**—નરગોટાની નિચે શ્વાસ નળી આવેલી છે. તે છાતીમાં ઉતર્યા પછી તેના બે ભાગ થઇ એકેક ફેફસામાં જાય છે. ત્યાં જે બગડેલું લોહિ ફરે છે તેને સાફ કરે છે. શ્વાસ લેતી વખતે ફેફસાં ફુલે છે અને મુકતી વખતે દબાય છે. શ્વાસ લેવાને અંતઃશ્વાસ અથવા ઉચ્છ્વાસ કહે છે. શ્વાસોશ્વાસ લેતી મુકતી વખતે ઉરોદર પટલ ઉપર નિચે ચઢે છે.

**જીવન શક્તિ**—ઉંડામાં ઉંડા શ્વાસ લઇને ઘણા જોરથી દમ છોડતાં જે ઘણામાં ઘણી હવા એક આદમી બહાર કાઢી શકે તેને આદમીની જીવન શક્તિ કહે છે.

**મૃત્યુ**—શ્વાસ બંધ પડવાથી ફેફસાંનું લોહિ સ્વચ્છ ન થવાથી ફરતું બંધ થાય છે. એટલે હૃદયના જમણી બાજુના ખાંનામાં લોહિ એકઠું થઇ ભરાઇ રહે છે, અને પછી સઘળી ફસ અને અવયવોમાં લોહિ ફરતું બંધ પડે છે. લોહિના ફરવામાં અટકાવ થવાથી રક્તાશય ( હૃદય ) પોતાની ક્રિયા નહિ કરી શકવાથી સઘળા અવયવોનું પોષણું કરતું બંધ થાય છે એટલે જીવન દોરી તુટે છે એટલે મૃત્યુ થાય છે. હવાબંધ થવાથી કાર્બોનિક ગેસ ઝેરી હોવાથી શરીરને તેનું ઝેર ચઢી મૃત્યુ થાય છે.

**પ્રાણિજ ઉષ્ણતા**—ગરમી, શરીરમાં રસાયણીક ફેરફારો થવાથી ગરમી પેદા થાય છે. રસાયનિક સંયોગ થવાથી ગરમી થવીજ જોઈએ. **તાવમાં** ગરમી જણાવાનું એ કારણ છે કે તે વખતે શરીરમાં રસાયનિક ફેરફાર વિશેષ ચાલે છે. વય પ્રમાણે, ઉષ્ણુતામાં ફેરફાર થાય છે. જે પ્રમાણે શ્વાસોશ્વાસનું કામ ચાલે

છે તેજ પ્રમાણે ગરમી વધે ઘટે છે. શ્વાસોશ્વાસથી વધારે ઓક્સિજન અંદર જાય તો તેના રસાયનિક સંયોગથી વધારે ગરમી પેદા થાય. શ્વાસો શ્વાસ થોડો લેવામાં આવે તો ગરમી ઓછી થાય છે. જેટલી ઝડપથી ગરમી ઉત્પન્ન થાય તેટલીજ ઝડપથી તે શરીરમાંથી છુટી પડે છે. જો છુટી ન પડે તો ગરમી વધી જાય અને પ્રાણીનું મૃત્યુ થાય.

## પ્રકરણ ૭ મું.
## અન્ન અને તેનો ઉપયોગ.




રીરના જુદા જુદા ભાગના રજકણનો નિરંતર નાશ થતો હોવાથી તેની જગ્યાએ નવાં રજકણોની જરૂર પડે છે. શરીરનો શ્રમના પ્રમાણમાં ઘસારો થાય છે અને તે ઘસારો પુરવાને માટે ખોરાકની જરૂર છે. તે ઘસારાની ચેતવણી આપવાને માટે **ભૂખની** ટેવ કુદરતે બક્ષી છે. ભૂખ લાગવાથી જણાય છે કે અંદરનો ખજાનો ખુટ્યો છે માટે નવિન ખોરાકની જરૂર છે.

**અન્નનાં કાર્યો**—શરીરનું પોષણ કરવાનું અને વૃદ્ધિ કરવાનું કાર્ય શરીરનું છે. હાડકાં, માંસ, ચામડી વિગેરે શરીરના સર્વ ભાગ અન્નમાંથી બને છે. ખોરાકપર કેટલાક રસાયનના અને ચૈતન્યની ક્રિયાઓના યોગ ઘડાયાથી લોહિ થાય છે. અન્નનું એક કાર્ય શરીરની ગરમી ઉત્પન્ન કરવાનું છે. તેનો ઓક્સિજન સાથે રસાયનિક સંયોગ થવાથી ગરમી ઉત્પન્ન થાય છે અને ગરમી ઉત્પન્ન થવાથી શક્તિ ઉત્પન્ન થાય છે.

# પ્રકરણ ૮ મું.

## પચન ક્રિયા.



ખોરાક મોઢામાં દાખલ થઇ ત્યાં દાંતવડે ચવાય છે, અને મ્હોંના રસથી મિશ્ર થઇ નરમ અને ચિકણો થઇ ગળે ઉતરે છે. થુંક મ્હોંમાંના શ્લેષ્મત્વચાના પીંડામાંથી જમતી વખતે ઘણુંજ પેદા થાય છે.

**થુંકનો ઉપયોગ**—થુંકથી મ્હોંઢાને તથા જીભને ભીનાશ અને ચિકાશ મળે છે. ખોરાક સાથે મિશ્ર થઈ નરમ કરી ખોરાક ઉપર રસાયનિક ક્રિયા કરે છે. મ્હોંમાંથી ખોરાક ચવાયા પછી મ્હોંઢાના પાછલા ભાગમા થઇ અંતર્ગ્રીવા ઓળંગી અન્ન નળમાં થઇ હો-જરીમાં જાય છે.

**હોજરીમાં થતી પચન ક્રિયા**—હોજરીની અંદર ખોરાક પચવાની ક્રિયા થાય છે. હોજરીની અંદરનું આચ્છાદન શ્લેષ્મત્વ-ચાનું છે. તે ઢીલું હોય ત્યારે કરચલી પડે છે. અન્નનળ દ્વારા હોજરીમાં જેવો ખોરાક ગયો કે તુરતજ તે શ્લેષ્મત્વચા લાલચોળ થઇ તેમાંથી જઠર રસ વહેવા માંડે છે. તે જઠર રસ અનાજને પચાવે છે, અને તેને ગાળી નાંખી એક રસ કરે છે. પ્રથમ તેના તાંતણા તથા કણ થઇ અંતે તે ગળી જઇ એકરસ થાય છે. તેને આમ રસ કહે છે. આગળ જઈ એક રસ થયેલા પદાર્થને હોજરીમાંથી રક્ત નળીઓ શોષણ કરી લે છે, અને ત્યાંથી શરીરમાં જાય છે. બાકી પચન નહીં થયેલો અને અપૂર્ણ પાચન થયેલો ભાગ હોજરીના

આંત્રદ્વારમાં થઇ આંતરડાંમાં જાય છે. આંતરડામાં થતી પચનક્રિયા જઠરમાંથી પચ્યા સિવાયનો જે ભાગ રહે છે તે પ્રથમ નાના આંતરડામાં ઉતરે છે તેમાંથી ઉત્પન્ન થતા રસ સિવાય કલેજા તથા પેંક્રિયાસમાં પેદા થયેલો રસ તેમાં વહે છે. તે સર્વે મળી ખોરાકને પાચન કરે છે, અને તેમાં નાનાં રૂવાટાં જેવા લોમ હોય છે તે પાચન થયેલા ભાગને ચુસી લે છે. તેને અન્ન રસ કહે છે તે લેક્ટિયલમાં થઈ લોહિમાં જાય છે.

**કલેજું**—નાના બાજરાના દાણા હોય છે તેવા કણનું કલેજું બનેલું છે. દરેક કણ સૂક્ષ્મ કોશોના સંયોગથી થયેલો હોય છે. તે કોશમાં પિત્ત પેદા કરવાની શક્તિ છે. આ પિત્ત નળી વાટે એકઠું થઈ પિત્તાશયમાં રહે છે, ત્યાંથી પચનક્રિયા ચાલતી હોય ત્યારે આંતરડાંમાં વહે છે. આ પિત્ત શિરાના રક્તમાંથી થાય છે.

આંતરડાં તથા હોજરીમાં થયેલા રક્તની એક મોટી શિરા થઈ અંતઃકરણમાં ન જતાં કલેજામાં જઈ ધમનીની માફક શાખાઓ થઇ કલેજાના કણની આસપાસ જાળની માફક પથરાય છે. તેની અંદરના લોહીમાંથી પિત્ત થયા પછી બાકીનું લોહિ હૃદયમાં જાય છે. કલેજાના પોષણ માટે જુદીજ ધમની છે. તેનું કામ પિત્ત પેદા કરવાનું છે.

**પિત્ત**—ચિકણું અને પ્રવાહિ છે. તેનો રંગ લાલ અને પીળો છે. તેનો સ્વાદ ઘણો કડવો છે. આ પદાર્થ લોહિમાં જાય છે તો કમળો થાય છે, અને કમળા વખતે પિત્ત આંતરડામાં જતું નથી ત્યારે ઝાડો કબજ રહે છે.

પચનક્રિયા વખતે પિત્ત ઘણું પેદા થઈ આંતરડાંમાં જાય છે. તે ત્યાં જઇ પાચન કરવામાં મદદ કરે છે. નાના આંતરડાંમાં ખોરા-

કનું પાચન થઇ તેનો રસ થઈ તેનું શોષણ થઈ રક્ત નળી મારફત લોહિમાં જાય છે. પાચન થતાં રહેલા પદાર્થો જેમ નિચે ઉતરતા જાય છે તેમ તે મળના ગુણ ધરાવતા જાય છે.

**મોટાં આંતરડાં**—નાનાં આંતરડાંમાંથી નહિ પચેલો ભાગ મોટાં આંતરડાંમાં જાય છે, તે ભાગ ઘણો પાતળો હોય છે. તેમાંથી પ્રવાહિ ભાગનું મોટાં આંતરડાં દ્વારા શોષણ થઈને નિચે ઉતરે છે તેમ મળ ઘટ્ટ બને છે.

**વાયુ અને પવન**—હોજરી અને આંતરડાંમાં ખોરાક ન હોય ત્યારે તેમાં થોડી ઘણી હવા ભરેલી રહે છે તેથી ઓડકાર આવે છે અને મળદ્વારા વાયુ ( વાછુટ ) છુટે છે તે આ અંદરનો પવન છે. વાયુ થવાનાં ત્રણ કારણ છે. મોંઢામાંથી જે પવન લેવામાં આવે છે તે અંદર ભરાઈ રહે છે. ખોરાક અને રસમાં આંતરડાંની અંદર રસાયનિક ફેરફારો થવાથી વાયુ થાય છે, આંતરડાની રસ ત્વચામાંથી રસની સાથે વાયુ પેદા થાય છે.

**અન્ન પરિપકવ**—હોજરી અને આંતરડાંમાં અન્ન એકરસ થઈ લોહિમાં મિશ્ર થવા લાયક બને છે પછી તે કલેજા તથા બરોળની પીડોથી તે ઉપર વિશેષ ક્રિયા થઈ રક્તની સાથે એક રૂપ થાય છે. પોષણ યુક્ત રૂધિર શરીરમાં ફરતાં ફરતાં તમામ અવયવોને પોષણ તથા કૃતિનાં સાધન આપે છે. એટલે તેમાંથી માંસ, હાડકાં, ચામડી વિગેરે બને છે, કાયમ રહે છે, અને વૃદ્ધિ પામે છે. આવા પ્રકારનો અન્નપરિપાક આખા શરીરમાં થાય છે.

**રસ**—ખોરાકના પચન ગયેલા પાકને રસ કહે છે.

**રક્ત**—લોહિ—હોજરીમાંથી પકવ થઇ ગયેલો રસ કલેજામાં જાય છે ત્યાં પિત્તના સંયોગ વડે પરિપકવ થઇને તેનું રક્ત થાય છે.

**માંસ**—રક્ત, અગ્નિવડે પકવ થઇને અને વાયુ વડે ઘન થાય છે તેને માંસ કહે છે.

**મેદ**—(ચરબી) માંસ પોતાની અંદરના અગ્નિ વડે પકવ થઇને ચાડું થાય છે તેને મેદ કે ચરબી કહે છે.

**અસ્થિ**—(હાડકાં) મેદ પોતાની અંદરના અગ્નિ વડે પકવ થાય અને વાયુ શોષણ કરે છે ત્યારે તેનું રૂપાન્તર થઇ હાડકાં થાય છે.

**મજ્જા**—હાડકાંમાં રહેલા અગ્નિ વડે પકવ થઇ જે ઘટસાર થાય છે તે તથા પરસેવાની પેઠે હાડકાંમાંથી છુટા પડે છે તેને મજ્જા કહે છે.

**વીર્ય**—ઉપરના છએ ધાતુમાંથી સારભૂત ધાતુ વીર્ય પેદા થાય છે. વીર્ય એજ શરીરનું સત્વ છે.

વીર્ય વૃષણમાં પેદા થઈ વીર્ય નળ વાટે વૃષણરજ્જુમાં થઇ પેડુમાં જઈ મૂત્રાશય તળે દરેક બાજુએ એકેક વિર્યાશય છે તેમાં એકઠું થાય છે પછી સંગોગાં તે વીર્ય મૂત્ર માર્ગમાં થઈ બહાર પડે છે. વૃષણમાંથી જે પ્રવાહી નીકળે છે તેની સાથે વીર્યાશયનો રસ તથા પ્રોસ્ટેટનો રસ મળીને પૂર્ણ વીર્ય થાય છે.

---

## DRAKSHASAV.

## દ્રાક્ષાસવ–द्राक्षासव.

આ દ્રાક્ષાસવ અમ્લપિત્ત, ચૂંક, મંદાગ્નિ, મોળ, ગુલ્મ હૃદયનો રોગ, છાતીનો દુખાવો, ખાંસી, ક્ષય, ઉબકા વગેરે હોજરીનાં–આંતરડાં અને છાતીનાં દરદોમાં ઘણું સારૂં કામ કરે છે. દીપન પાચન તથા રક્તવર્ધક તરીકે તે ઉત્તમ દવા છે. પીવામાં સ્વાદિ છે. દસ્તને સાફ લાવે છે. ક્ષુધા લગાડે છે અને સ્વરને સુધારે છે. વધારે જુનો વધારે ગુણ કરે છે. કીંમત **રતલ ૧ નો રૂ. ૧–૮**

## પ્રકરણ ૯મું.

### મજ્જાતંતુ (જ્ઞાનતંતુ).



મજ્જાતંતુ—જે વડે આપણને સ્પર્શજ્ઞાન થાય છે. તેમજ બહારની અને અંદરની ઇંદ્રિયોનો વ્યાપાર ચાલે છે તેને મજ્જાતંતુ કહે છે. આ તંતુઓ સંદેશા લાવ લઇજા કરે છે. આ તંતુઓ બારીક રેષાના બનેલા છે. તે આખા શરીરના દરેક ભાગમાં ફેલાય છે. તે બાહારના વ્યાપારની ખબર મગજને આપે છે, અને મનને સાવધ કરે છે. તેમજ બીજી તરફથી મગજનો હુકમ શરીરના કોઇ પણ ભાગને પહોંચાડે છે. આ પ્રમાણે તંતુ બે પ્રકારના છે. જે તંતુઓ શરીર ઉપરની ખબર મગજ તરફ લઇ જનાર છે તેને અભિગામી—જ્ઞાનતંતુ કહે છે અને મગજના હુકમને અનુસરી શરીર ઉપર જે અમલ ચલાવે છે તેને ઉદ્દગામી—ગતિ તંતુ કહે છે. આ બંને જાતના તંતુઓ શરીરના બધા ભાગમાં પ્રસરેલા છે. આ તંતુઓ મજ્જાસ્થાનમાંથી નીકળી શરીરના જુદા જુદા ભાગ ઉપર ફેલાય છે, અને તેથી તે ભાગોને ગતિ અને જ્ઞાનશક્તિ મળે છે.

કરોડરજ્જુ, મગજ અને મજ્જાતંતુ ગ્રંથીમાળા આ ત્રણ મજ્જાસ્થાનો છે.

**કરોડરજ્જુ**—મગજના પાછળના ભાગમાંથી આ રજ્જુ નીકળી છેક બરડાની પોલમાં કમર સુધી જાય છે. આમાં ડાબો અને જમણો બે વિભાગ પડે છે. દરેક બાજુ આગળ ને પાછળ ખાંચા છે તેમાંથી તંતુઓનાં મૂળ નીકળે છે. આ કરોડની દરેક બાજુ જે છિદ્ર

ાય છે તેમાંથી તે બહાર નીકળે છે. આગળના ઉદ્દ્ગામી ( મગજની
ાબર શરીરમાં લાવનાર ) અને પાછળના અભિગામી (શરીરની ખબર
ગજને આપનાર ) તંતુ છે. આ રજ્જુનાં કાર્ય સંદેશા લઇ જવા
ાવવાનું છે. બહારનો વ્યાપાર આ તંતુદ્વારા ચાલે છે તેના સંદેશા
ંતુદ્વારા રજ્જુને મળેછે અને રજ્જુ તેમને મગજમાં લઇ જાય છે,
ાને મગજમાં ગયા પછી જ તેનું મન ને જ્ઞાન થાય છે, અને મગ-
નો હુકમ આ રજ્જુદ્વારા તંતુવાટે શરીરને મળે છે. ગતિ ઉત્પન્ન
રવાની શક્તિ રજ્જુમાં છે.

૧. **મગજ**—મોટું ભેજું, નાનું ભેજું, પૉન્સ વૅરોલી અને
ડયુલાઓ બ્લૉગેટા આ મગજના ચાર ભાગ છે. મગજનો મધ્ય
ાગ શ્વેત દ્રવ્યનો અને બાહ્ય ભાગ રાતા ભૂરા દ્રવ્યનો છે. સૌથી
ાટો ભાગ **મોટા ભેજા**નો છે. કોઇપણ શરીરના ભાગનો સંદેશો
ા ભાગને પહોંચે છે તો જ મનને તેનું જ્ઞાન થાય છે. વિચાર શ-
ક્ત, કલ્પના શક્તિ, ન્યાય શક્તિ, સ્મરણ શક્તિ વિગેરે ઉત્તમ શ-
ક્તિઓનો આધાર મગજ ઉપર છે. આ ભેજાના બે અર્ધગોળ છે.
ચમાં મોટી ફાટ છે, મગજનો સૌથી મોટો વિભાગ આ છે.

૨. **નાનું ભેજુ**—આ ભાગ મગજના પછવાડેના ભાગની નિચે
હેલો છે. પક્ષિયોનો આ ભાગ કપાઇ જાય તો તે ઉડી શકતાં નથી.

૩. **પૉન્સ વેરોલી**—નિચેના રજ્જુમાંથી આવેલા સંદેશા
ગજને પહોંચાડવાનું કામ કરે છે.

૪. **મેડયુલાઓબ્લોગેટા**—આ ભાગ રજ્જુ અને પોન્સની વચ્ચે
ાવેલો છે. આયુષ્યનો આધાર આ ભાગ ઉપર છે. શ્વાસો શ્વાસની
ેરણા આ ભાગ ઉપર આધાર રાખે છે. તેમાં ઇજા થવાથી બોલ-
ાની કે ખાવાની કે શ્વાસ લેવાની શક્તિ રહેતી નથી.

### મગજના મજ્જાતંતુઓ.

મગજના તંતુનાં ૧૨ જોડાં છે. તે ખોપરીનાં છિદ્રોમાંથી વહેંચાઇ જાય છે.

૧ લું જોડું ભેજાંમાંથી નાકમાં ઉતરે છે તેથી સારી નરસી વાસ ઓળખી શકાય છે.

૨ જું જોડું આંખમાં ઉતરે છે. ૩-૪-૬ઠું જોડું આંખના સ્નાયુને ગતિ શક્તિ આપે છે, ૫ મા તંતુના જોડાથી ચ્હેરા અને મગજના ભાગને જ્ઞાન શક્તિ મળે છે. ૭મા તંતુના બે ભાગ થઇ ૧ કાનમાં અને બીજો ચ્હેરાના કેટલાક ભાગમાં જાય છે. ૯મો તંતું ગળાની અંદરના ભાગને જ્ઞાન શક્તિ આપે છે. ૧૦મો તંતુ નરગોટાના સ્નાયુ, રસત્વચા, અન્નનળ, હોજરી અને ફેફસાંની સાથે સંબંધ રાખે છે. ૧૧મો તંતુ ડોકના કેટલાક સ્નાયુને પુરા પાડે છે. અને ૧૨મો તંતુ જીભ અને ડોકના તંતુને પુરા પડે છે.

## પ્રકરણ ૧૦ મું.

### જ્ઞાનેંદ્રિયો.



જ્ઞાનેંદ્રયો છે. ઘ્રાણેંદ્રિય (નાક) દર્શનેંદ્રિયા (આંખ) શ્રવણેંદ્રિય (કાન), સ્વાદેન્દ્રિય જીભ અને સ્પર્શેન્દ્રિય, (ચામડી).

**ઘ્રાણેંદ્રિય**—નાક એ વાસ સમજવાની શક્તિ છે તેનું મૂળ કપાળ સાથે જોડેલું છે તે દ્વારા શ્વાસોશ્વાસ લેવાય છે તેમ તેમાં સુંઘવાના તંતુ રહેલા છે. નાકના ઉપરના ભાગ ઉપર મગજના તંતુનું ૧ લું જોડું પથરાયેલું છે તેથી ઉપરના ભાગથી વાસ સમજી શકાય છે, અને નિચેનો ભાગ શ્વાસોશ્વાસ લેવાના કામમાં આવે છે.

૨. **દર્શનેંદ્રિય**—આંખ. જ્ઞાનેંદ્રિયોમાં આ ભાગ સર્વોત્કૃષ્ટ છે. તેના રક્ષણ માટે નાકની દરેક બાજુએ ચ્હેરાના ભાગમાં ખોપરીમાં અકેક ખાડો છે. તેમાં અકેક આંખ રહેલી છે. નેત્રનો ગોળો ૩ પડનો બનેલો છે. ૧ **નેત્ર બાહ્યપડ** જે શ્વેત તંતુમય છે તેમાં થઇ દ્રષ્ટિતંતુ અંદર દાખલ થાય છે. તેનો રંગ સફેદ છે. ઘડીઆળ ઉપર જેમ કાચ હોય છે તેમ આ પડ આવેલું છે. ૨ **નેત્રમધ્યપડ** તે ઉપરના પડની અંદર કાળું પાતળું પડ છે તેનો ભાગ લોહીની સૂક્ષ્મ નળીઓથી બનેલો છે. કનીનિકા મંડળ એક માંસમય પડદો છે. આની મધ્યમાં કીકીનું છિદ્ર છે તેમાં થઇ કિરણો અંદર જાય છે. તેની પાછળ કાળા પદાર્થનો લેપ છે. ૩ **નેત્રદર્પણ** આ પડ ઘણું અગત્યનું છે તેની બહાર કાળા પદાર્થનો લેપ અને અંદર કાચ રૂપ રસ છે. બહારના પદાર્થોની છબી આંખમાં આ પદાર્થ પર પડે છે. તેનાં બારીક ત્રણ પડ છે. બહારનાં બે પડ બારીક કણનાં અને અંદરનું પડ દૃષ્ટિ તંતુના તાંતણાનું બનેલું છે. દ્રષ્ટિતંતુ મગજમાંથી નીકળે છે. નેત્રગોળની અંદર કિરણોનું વક્રી ભવન કરનાર નેત્રરસ પણ ૩ છે. ૧ **જલરૂપ** રસ જે આંખનો આગલો અને પાછલો ખંડ આ રસથી ભરેલો છે. ૨ **સ્ફટિકયવ**—આ કાચરૂપ રસની આગળ અને કીનીનીકાની પછવાડે છે. અને ૩ **કાચરૂપ રસ** નેત્રયવની પાછળ અને નેત્ર દર્પણની આગળનો ખાલી ભાગ બધો આરસથી ભરેલો છે. આંખના રક્ષણ માટે ભમર, પાંપણ, નેત્ર રસત્વચા, અશ્રુપેશી, નાકની નળી અને નેત્રસ્નાયુ આ અવયવો છે.

૩. **શ્રવણેંદ્રિય**—કાન, બહારનો ધ્વનિ હવા મારફત કાનની અંદરના કર્ણપટલ તરફ જાય છે. કર્ણનલની અંદર હવા ભરી છે તેમાં પ્રતિધ્વનિ થાય છે અને તેથી સાંભળી શકાય છે. કર્ણપટલ

એ અર્ધ પારદર્શક તથા ગોળાકાર છે અને તે મધ્ય કાન અને કર્ણ નલની વચમાં આવેલ છે. બ્હારનાધ્વનીની લ્હેરો આ પડદા ઉપર પડે છે અને જેથી અંદરના કાનમાં જે શ્રવણતંતુ મગજમાંથી આવે છે તે ઉપર અથડાવાથી શબ્દજ્ઞાન થાય છે.

૪. **સ્વાદેંદ્રિય**—જીભ, જીભ માંસના લોચાની બનેલી છે. સ્વાદ જાણવા માટે જીભના જુદા જુદા તંતુ છે. એક તંતુથી જીભના આગળીના ભાગમાંથી સ્વાદ સમજાય છે. અને બીજા તંતુથી જીભના પાછળીના ભાગમાંથી સ્વાદ સમજી શકાય છે.

૫. **સ્પર્શેન્દ્રિય**—( ચામડી ) ચામડીથી શરીરનું રક્ષણ થાય છે અને તેની મારફત સ્પર્શજ્ઞાન પણ થાય છે. તેના બે ભાગ છે. ૧ ઉપરની ચામડી તે ઉપત્વચા અને અંદરની ચામડી તે ખરી ત્વચા છે. ઉપત્વચા વપરાશ પ્રમાણે જાડી અને કઠણ છે, ખરી ત્વચા રેષામય પદાર્થ છે તેની નિચે ચરબીનો થર હોય છે. તેની ઉપર સુક્ષ્મ સ્પર્શાકુર પથરાયેલા છે તેની સપાટીમાં સ્પર્શજ્ઞાન સર્વત્ર હોય છે તેમાં કેશવાહિની તથા જ્ઞાનતંતુના તાંતણા હોય છે. સ્પર્શાકુરના વચલા માર્ગમાં સ્વેદ પીંડનાં મુખ હોય છે. ચરબીમાં તેની નળીનું એક ઘુંચળું હોય છે તેમાં સ્વેદ ( પરસેવો ) પેદા થાય છે. તેની નળી ઉપત્વચાની સપાટી ઉપર હોય છે તે વાટે પરસેવો બહાર પડે છે. તે સરળ અને ફરતી હોય છે. સ્વેદપીંડ આખા શરીરપર અને કાખમાં વધારે હોય છે. વાળ અને નખ ઉપત્વચામાંથી બને છે. કેશનું મૂળ ઉપત્વાચામાંથી છેક ચરબીના થર સુધી ઉંડુ હોય છે. તેની તળે અંકુર હોય છે તેમાંથી વાળની વૃદ્ધિ થાય છે. ઉપત્વચાના કોશ કઠણ થવાથી નખ થાય છે જ્યાં કેશ વધારે ત્યાં સ્નિગ્ધ પીંડ વિશેષ હોય છે.

# ભાગ ૩ જો.

## પ્રકરણ ૧૧ મું.

### નિદાન સ્થાન.


મનુષ્યના રોગની પરીક્ષા ૧, સ્પર્શ કરવાથી થઇ શકે છે તેમાં નાડીની પરીક્ષાથી, ત્વચા પરીક્ષાથી થરમામીટર અને સ્ટેથોસ્કોપથી સ્પર્શ પરીક્ષા થઈ શકે છે. ૨. શ્રવણ પરીક્ષાથી તેમાં ફેફસાં અને રક્તાશય ( હૃદય ) માં થતા ધબકારાનું શ્રવણ કરવાથી અને ૩ દર્શન પરીક્ષાથી–તેમાં જીભ, આંખો, ચ્હેરો, ચામડી, મૂત્ર અને મળના રંગ ઉપરથી જોઇને રોગની પરીક્ષા થઇ શકે છે.

## પ્રકરણ ૧૨ મું.

### સ્પર્શ પરીક્ષા.


નાડી પરીક્ષા, ત્વચા પરીક્ષા, થરમામીટર અને સ્ટેથોસ્કોપથી સ્પર્શ પરીક્ષા થઇ શકે છે.

**નાડી પરીક્ષા**–હૃદયમાંથી લોહિ બહાર ધકેલાઇને બહાર ધોરી નસોમાં જાય છે અને તેથી ધોરી નસોમાં ધબકારા થાય છે અને તે ધબકારા

ઉપરથી લોહીનું ઓછા વધતા જોરથી ફરવું તેનું જ્ઞાન થાય છે. આને નાડી પરીક્ષા કહે છે.

હાથના પોંચા આગળ બે સખત દોરી જેવી નસો છે તેમાંથી અંગુઠા તરફની, અંગુડા નિચે આવેલી નસ ઉપર હાથનાં આંગળાં મુકી જોવાથી નાડી ધડકતી જણાય છે. તેના ધડકારા ઉપરથી મનુષ્યના રોગની પરીક્ષા કરવામાં આવે છે તેને નાડી પરીક્ષા કહે છે. આયુર્વેદ શાસ્ત્રાનુસાર નાડી પરીક્ષા નિચે પ્રમાણે થઇ શકે છે. દરદીના હાથના અંગુડાના મૂળમાં કાંડાના છેડા ઉપર જે નાડી છે તે ઉપર, સ્ત્રીને ડાબા અને પુરૂષના જમણા હાથ પર પરીક્ષકે ત્રણ આંગળી મુકવી એ ત્રણ આંગળીથી વાત, પિત્ત અને કફની અનુક્રમે પરીક્ષા કરવી. અંગુડા પાસે પહેલી આંગળીની નીચે વાયુની, બીજી આંગળી નીચે પિત્તની, અને ત્રીજી આંગળી નીચે કફની નાડીની પરીક્ષા થઇ શકે છે.

વાત ( વાયુ )ની નાડી—આ નાડી જો સરપ તથા જળોની પેઠે વાંકી અને ત્રાંસી ચાલથી ચાલતી હોય તો વાત નાડી જાણવી.

પિત્ત ( ગરમી )ની નાડી—આ નાડી જો કાગડા અને દેડકાની પેઠે કુદતી અને ઉતાવળી ચાલથી ચાલતી હોય તો પિત્તની—ગરમીની નાડી સમજવી.

કફ ( શરદી )ની નાડી—આ નાડી જો હંસ કે મોરની માફક મંદ ચાલથી ચાલતી હોય તો કફની એટલે શરદીની નાડી જાણવી.

વાત—પિત્ત—આ નાડી સરપની પેઠે વાંકી અને દેડકાની પેઠે કુદતી ચાલે છે.

વાત કફની નાડી—આ નાડી સરપની પેઠે વાંકી અને મોરની પેઠે ધીમી ગતિથી ચાલે છે.

પિત્ત–કફની નાડી—દેડકાની પેઠે કુદતી અને હંસની પેઠે ધીમી ચાલથી ચાલે છે.

સન્નિપાતની નાડીમાં વાત, પિત્ત અને કફની ત્રણે નાડી ચાલે છે.

લાકડાને વેરવાના કરવત પેઠે ચાલે, ચાલતાં અટકી પડે, વળી ચાલે, વળી અટકે, અને વળી બે ત્રણ કુદકા મારે, વળી અટકે આવી નાડી ત્રિદોષની નાડી છે.

બે દોષની નાડી—પ્રથમ હળવે ચાલે વળી સરરર ચાલે છે. જે નાડી ઘણી ક્ષીણ અને ટંડી પડે તે ચારે પ્રકારની નાડી ભયંકર છે.

**તાવ**–ની નાડી ગરમ અને ઉતાવળી ચાલે છે. ચિંતા અને ભયવાળી નાડી મંદ પડી જાય છે.

કામાતુર અને ક્રોધી માણસની નાડી–ઉતાવળી ચાલે છે.

લોહિના કોપવાથી–નાડી ગરમ અને પથ્થર માફક જડ થાય છે.

**આમ**–ના દોષ વાળી નાડી અતિ ભારે ચાલે છે.

મંદાગ્નિ, અને ધાતુક્ષીણની નાડી સ્થિર ચાલે છે.

ગર્ભીણીની નાડી–ગંભીર, પુષ્ટ અને હલકી ચાલે છે.

## પ્રકરણ ૧૩મું.

## અંગ્રેજી વૈદકશાસ્ત્ર પ્રમાણે નાડી પરીક્ષા.




ગ્રેજી વૈદક પ્રમાણે, ૧. ઉતાવળી, ૨. ધીમી, ૩. ભરેલી, ૪. નાની, ૫. સખત, ૬. અનિયમિત અને ૭. આંતરીયા નાડી આ પ્રમાણે સાત પ્રકારે પરીક્ષા થઈ શકે છે.

૧. **ઉતાવળી નાડી**—સાધારણ રીતે તંદુરસ્ત સ્થિતિમાં ના-
ડીના વેગનું પ્રમાણ ૭૫ થી ૮૫ સુધી હોય છે. તે માંદગીમાં વ-
ધીને ૧૦૦ થી ૧૫૦ સુધી ધબકારા થાય છે. જ્યારે આમ વેગ
વધે તેને ઉતાવળી નાડી કહે છે. હૃદયનો ધબકારો ઉતાવળો ચાલ-
વાથી નાડી ઉતાવળી ચાલે છે. જેમ નાડી ઉતાવળી ચાલે તેમ રો-
ગનું જોર વધે છે એમ જાણવું.

આંતરિયા કે સન્નિપાતના તાવમાં સખ્ત ખાંસી, ક્ષય, હૃ-
દય ફેફસાં, હોજરી, આંતરડાંનો સોજો, સખત મરડો. કલેજાંનું આંખ,
કાનના પાકવાથી, પરમાથી કે ચાંદીથી ઉતાવળી નાડી ચાલે છે.
ધુપ, લુ લાગવાથી કે ઘણી નબળાઇથી નાડી જોરમાં ચાલે છે.

૨. **ધીમી નાડી**—તંદુરસ્ત કરતાં મંદ ચાલથી નાડી ચાલે
તેને ધીમી નાડી કહે છે. ટાઢ, શરદી, ભૂખ ઉદાસી, ફેફર, બેશુદ્ધિ
વગેરે દરદમાં અને અંતકાળની નાડી ધીમી ચાલે છે.

૩. **ભરેલી નાડી**—આંગળાંને જેમ નાડીની ગતિ લાગે છે તેમ
તેનું વજન કે કદ પણ લાગે છે તે કદ જોઈએ તેથી વધે એટલે
નાડી પહોળી જણાય ત્યારે તેને ભરેલી નાડી કહેવામાં આવે છે.
શરીરમાં લોહી પુરતું અથવા ઘણું હોવાથી ભરેલી નાડી ચાલે છે.

૪. **નાની નાડી**—થોડી લોહિવાળી એટલે આંગળાં ને નાડીનું
કદ નાનું લાગે એટલે નાડી પાતળી લાગે ત્યારે નાડી નાની જાણવી.

લોહિ જવાથી, નબળાઇથી જુના દરદોમાં અને કોલેરામાં
નાડી નાની લાગે છે.

લોહિના વધુ જોરથી ભરેલી, લોહી મધ્યમ હોવાથી નાડી
મધ્યમ અને અલ્પ લોહિમાં નાની અને કોલેરામાં નાડી છેક ઉડી
જણાય છે.

**૫. સખત અને પોચી નાડી**—ધોરી નસમાં લોહીને સંકોચાવાની શક્તિ વધારે હોય તો નાડી સખત ચાલે છે અને સંકોચાવાની શક્તિ કમી હોય તો પોચી નાડી ચાલે છે નાડી પર આંગળાં મુકી ત્રીજી આંગળીથી દબાવતાં છતાં જો બાકીનાં આંગળાંને નાડીનો થડકો લાગે તો સખત અને થડકો ન લાગે તો પોચી નાડી જાણવી.

**૬. અનિયમિત નાડી**—નાડીની નિયમિત ચાલ એક સરખી ચાલતી રહે તો નિયમીત અને એક ઠણુકો જલ્દી આવી બીજો થોડી વખત રહીને આવે તો અનિયમિત નાડી જાણવી.

અનિયમિત નાડી ચાલવાથી હૃદયનું દરદ, ફેફસાં, સન્નિપાત જ્વર, સુવારોગ શરીરનો સખત સળો કે દરદની ધાસ્તી ભરેલી સ્થિતિ જાણવી.

**૭. આંતરીયા નાડી**—નાડીના બે ત્રણ ઠણુકા આવ્યા પછી વચમાં એકાદ ઠણુકા જેટલો ખાંચો પડે અથવા તો થોડી વખત બંધ પડે તો આંતરીયા નાડી જાણવી.

હૃદયના રોગમાં લોહી ફરવાની ક્રિયા બરોબર ન થવાથી મોટી ધોરી નસ પહોળી થાય છે ત્યારે અને મગજનો કોઈ ભાગ બગડવાથી આવી નાડી ચાલે છે.

નાડી પરીક્ષામાં આયુર્વેદ પ્રમાણે વાત, પિત્ત અને કફની નાડી જોવા માટે, સરરર ચાલતી, થડકા મારતી અને મંદ ગતિથી ચાલતી આ ત્રણ બાબત જોવાની છે તેમજ અંગ્રેજી રીત પ્રમાણે નાડીની ચાલ ઉતાવળી છે કે ધીમી, નાડીનું કદ મોટું છે કે નાનું, નાડી સખત છે કે નરમ આ પ્રમાણે ત્રણ બાબત લક્ષમાં રાખવાની છે

ઉતાવળી, ઘણી સખત, અને ઘણી મોટી નાડી સંધિવા, કલેજાના રોગો, મગજના સોજા, અને લોહીવાળા જોરાવર માણસના તાવમાં ચાલે છે. આવી નાડી વધુ વખત ચાલે તો રોગનું જોર વધે છે એમ જાણવું.

ઉતાવળી, નાની, નરમ નાડી કોઈ પણ ભાગમાં સોજો હોય તો અને નબળા માણસોના તાવમાં, પેટના પડદામાં કે આંતરડાંમાં સોજો હોય અને લોહી ઓછું હોય તો ચાલે છે.

---

## પ્રકરણ ૧૪ મું.





**ત્વચા પરીક્ષા**—ચામડી ઉપર હાથ લગાડવાથી શરીર ગરમ ઠંડું કે પરસેવાવાળુ છે તેનો વિચાર કરી રોગની પરીક્ષા થઈ શકે છે. વાત રોગવાળાની ચામડી ઠંડી હોય છે, પિત્ત રોગીની ગરમ અને કફ રોગીની ચામડી ભીની હોય છે.

**ઠંડી ચામડી**—વાત રોગીની હોય છે. જીર્ણ રોગોમાં, કોલેરામાં, તાવ ઉતરી ગયા પછીની નબળાઈમાં અને બીજા મંદવાડની નબળાઈમાં ચામડી ઠંડી પડી જાય છે.

**ગરમ ચામડી**—પિત્ત રોગીની હોય છે. તાવમાં ચામડી ગરમ હોય છે. આ ગરમી પરથી તાવની ગરમી જાણી શકાય છે.

**ભીની ચામડી**—કફ રોગીની હોય છે. વિશેષ પરસેવો થવાથી ચામડી ભીની રહે છે. સંધિવામાં ચામડી ગરમ અને ભીની

હે છે. કોલેરામાં ચામડી ઠંડી અને ભીની રહે છે. ઠંડુ અને ભીનું શરીર નબળાઇ બતાવે છે. રાત્રે પરસેવો થાય, નબળાઈ વધે તો ક્ષયની નિશાની છે.

**સુકી ચામડી**—નિરંતર ચામડીના છિદ્રોમાંથી પરસેવો નીકળે છે તેથી તે નરમ રહે છે પણ પરસેવો બંધ થવાથી ચામડી સુકી અને બરસટ થાય છે. તાવવાળાની તેમજ વાત રોગવાળાની ચામડી સુકી અને ફીકી પડે છે.

**થરમોમેટરથી પરીક્ષા**—થરમામેટરથી તાવની વધતી ઓછી ગરમી જાણી શકાય છે. તેમાં પારાવાળા ઘોળા બલ્બથી જીભ નિચે કે બગલમાં પાંચેક મીનીટ થરમામીટર રાખીને પછી બહાર કાઢી જોવાથી તેની અંદરનો પારો શરીરની ગરમીના પ્રમાણમાં ચઢેલો કે ઉતરેલો જણાઈ આવે છે.

તંદુરસ્ત માણસની ગરમી ૯૮ થી ૧૦૦ ડીગ્રીની અથવા ૯૮॥ થી ૯૯॥ ડીગ્રીની વચમાં રહે છે. સાદા તાવમાં ૧૦૧ થી ૧૦૨ ડીગ્રી સુધી પારો ચઢે છે. સખત તાવમાં ૧૦૪ ડીગ્રી સુધી, અને ભયંકર તાવમાં ૧૦૫ થી ૧૦૬॥ સુધી પારો ચઢે છે. ૧૦૮ સુધી ગરમી વધે તો ભયંકર માંદગી સમજવી.

કોલેરામાં ગરમી ઘટી જઇ સાધારણ ગરમી કરતાં ઓછી થાય છે અને ૭૭ ડીગ્રી સુધી ઓછી થાય છે. સ્વાભાવિક ગરમી કરતાં બે ડીગ્રી વધે તે કરતાં એક ડીગ્રી ઓછી થાય તેમાં વિશેષ ભય રાખવાનું કારણ છે.

સ્વાભાવિક ગરમી કરતાં એક ડીગ્રી ગરમી વધે તો નાડીના સ્વાભાવિક ધબકારા કરતાં ૧૦ ધબકારા વધારે થાય છે. સીસી મુકતી વખતે બગલ ભીની ન હોય તે જોવું.

છાતીની પરીક્ષા અવલોકનથી, સ્પર્શથી, ઠોકવાથી અને ધબકારા શ્રવણ કરવાથી થઈ શકે છે. છાતી ઝડપથી ઉછળતી હોય તો શ્વાસ ઉતાવળે ચાલે છે એમ જાણવું, રકતાશયનાં દરદ, કલેજા વિગેરેના સોજાથી શ્વાસ ઉતાવળો ચાલે છે, ક્ષય, સસણી, ફેફસાંનો સોજાના દરદથી શ્વાસ ઝડપથી ચાલે છે છાતી થોડી ઉછળે તો શ્વાસ ધીમો ચાલે છે એમ જાણવું. મગજ ઉપર લોહીના જોરથી કે ઝેરથી અને નિંદ્રાથી ધીમો શ્વાસ ચાલે છે. ફેફસાંમાં હવા, પાણી કે લોહી ભરાઈ રહેવાથી, ફેફસાંના વધવાથી, છાતીમાં ગ્રંથી થવાથી, રકતાશય વધવાથી કે જલંદર થવાથી છાતીનો કેટલોક ભાગ ઉપસેલો જણાય છે.

છાતી નાની અને બેસી ગયેલી હોય તો ફેફસાંનાં દીર્ઘરોગ અને ક્ષયની નિશાની જાણવી.

છાતી ઉપર હાથ મુકવાથી ફેફસાં મારફતે હાથને કાંઈ અથડાવાથી **વાકસ્પર્શ**ઘાતથી, અને જો દરદી તે વખતે બોલે તો અમુક જાતનો તે વખતે સ્પર્શ થાય તે સ્પર્શઘાતથી રોગની પરીક્ષા થઇ શકે છે.

ફેફસાંમાં સોજો કે ગાંઠ થવાથી ક્ષયની શરૂઆતથી વાકસ્પર્શઘાત વધારે લાગે છે. પણ ફેફસાંના પડમાં રસ કે પવન ભરાઇ રહ્યો હોય કે વાયુ નાડીનો માર્ગ બંધ થયો હોય તો વાકસ્પર્શાઘાત કમી થાય છે.

ઉરોસ્થિ ( પાંસળીઓ વચ્ચેનું હાડકું ) ઉપર કે તેની પડખે પહેલા બીજા કે ત્રીજા પાંસળામાં ડાબી બાજુએ દાબતાં દરદ થાયતો મોટી ધમનીના પડદાના તંતુઓનો બીગાડ જાણવો.

રકતાશયના વ્યાધિમાં છાતીમાં દાબવાથી અથવા તો વગર દાબવાથી પણ દુઃખાવો રહે છે.

છાતી ઉપર હાથનાં આંગળાંના ટકોરા ઠોકવાથી રોગની પરીક્ષા થઇ શકે છે. ફેફસાં ઉપર ટકોરા મારવાથી પોકળ અવાજ નીકળે તો ફેફસાંના પડમાં પવન ભરાઇ ગયો છે એમ માનવું.

જો ઢોલ જેવો અવાજ આવે તો ક્ષય જેવા રોગથી ફેફસાં ખવાઇ ગયાં છે એમ જાણવું. રક્તાશય, કલેજું કે બરોળના પ્રદેશમાં ઠોકવાથી મંદ અવાજ નીકળે તો બોદો અવાજ સમજવો તેથી ફેફસાંનો કોઇ ભાગ, ગાંઠથી કે સોજાથી કઠણ થયો સમજવો.

## પ્રકરણ ૧૫મું.

## શ્રવણ પરીક્ષા.

આ પરીક્ષા સ્ટેથોસ્કોપથી થઇ શકે છે. છાતીના અવયવો ઉપર **સ્ટેથોસ્કોપ** મુકી રોગની પરીક્ષા થઇ શકે છે. તેને ફેફસાં ઉપર મુકી એક બાજુની બે નળી બે કાનમાં ઘાલી સાંભળવાથી અંતઃશ્વાસ વધારે લાંબો વખત સુધી ને જોરથી ચાલતો જણાય તો દમ, ફેફસાંના શ્લેષ્મ પડનો સોજો અને ફેફસાંના સ્નાયુયોની નબળાઇ જાણવી.

સ્વાભાવિક શ્વાસ ધ્વની મંદ સંભળાય તો, ફેફસું કફથી, પડમાં પાણી કે પરૂનો જમાવ થવાથી કે ગ્રંથીનું દબાણ થવાથી ફુલી શકતું નથી એમ જાણવું.

ખાલી શીસામાં ફુંક મારવાથી જેવો અવાજ થાય તેવો અવાજ સંભળાય તો ફેફસાંની નળી છાતીની દીવાલને ચોંટી ગયેલું કે ક્ષય જેવા દરદને લીધે ફેફસાંનું પોલાણ પડેલું જાણવું.

અંતર્શ્વાસ કરતાં બાહ્યશ્વાસ લાંબો ચાલે તો ફેફસાંની સ્થિતિ સ્થાપક ક્ષય જેવા દરદથી કમી થયેલી જાણવી.

પરપોટા જેવો ધ્વની સંભળાય તો ફેફસાંના જલંદર કે તેની મળીમાં કફ ભરાયલો જાણવો.

પરીક્ષા વખતે દરદીની સાથે વાતચિત કરતાં જે અવાજ સંભળાય છે તે વાકધ્વનિ કહેવાય છે. જો વાકધ્વનિ મંદ સંભળાય કે ન સંભળાય તો શ્રવણ નળીકા છાતીના કોઇ નક્કર ભાગ ઉપર મુકેલી હોય અથવા શ્વાસ નળીકા કફથી ભરેલી હોય, અને ફેફસું કલેજાની વૃદ્ધિથી દબાયું હોય એમ જાણવું.

વાકધ્વનિ થોડા જોરથી સંભળાય તો ફેફસું કફ અગર કોઇ રસથી ઓછું ભરાયલું જાણવું. વાકધ્વનિ વધારે જોરથી સંભળાય તો ફેફસાંમાં પોલાણ થયેલું સમજવું.

રક્તાશયના ધ્વનિની પરીક્ષા પણ સ્ટેથોસ્કોપ (શ્રવણ નળી) થી થઇ શકે છે.

હૃદયમાં ૧લો ધ્વનિ જરા લાંબો પણ મંદ થાય છે અને બીજો ધ્વની ટુંકો થાય છે.

પેલો ધ્વની રક્તાશયના પડદા બંધ થવાથી અને બીજો ધ્વની મોટી ધમનીના પડદા બંધ થવાથી થાય છે. રક્તાશયમાં દરદ થવાથી તેના પડદા બરોબર બંધ થતા નથી અને લોહિ પાછું હઠે છે ત્યારે કોઇ અંદરથી ફુંક મારતું હોય તેવો ધ્વનિ સંભળાય છે. જો બીજો ધ્વનિ સાથે ફુંકાતો અવાજ સંભળાય તો મોટી ધમનીના પડદાનો વ્યાધિ સમજવો.



# પ્રકરણ ૧૬મું.

## દર્શન પરીક્ષા.



જીભ, નેત્ર, ચ્હેરો, ત્વચા, મૂત્ર અને મળને જોવાથી રોગની પરીક્ષા થઇ શકે છે.

**જીભની પરીક્ષા**—જીભ ઉપરથી ગળાની, હોજરીની અને આંતરડાંની હાલત જાણી શકાય છે.

તંદુરસ્ત શરીર હોય તો જીભ ભીની, ચોખી અને અણી ઉપરથી જરાક લાલ હોય છે.

જીભ ભીની હોય તો તાવ કે દરદ નથી એમ જાણવું, જીભ સુકી હોય તો–શરીરને જોઇએ તે પ્રમાણમાં રસ ઉત્પન્ન થતા નથી એમ જાણવું, તાવમાં જીભ સુકાય છે. બહુ સુકી અને કઠણ જીભ ભયભરેલી છે.

**લાલ જીભ**—જીભ અણી અને કોર ઉપર લાલ હોય છે. પણ જો આખી જીભ લાલ હોય અથવા જીભનો ઘણો ભાગ લાલ હોય તો પેટનો સોજો, મ્હોં આવવું, અને સોમલની ઝેરી અસર સમજવી.

**જીભ ફીકી હોય તો**—શરીરમાંથી લોહિ કમી થવાથી તાવ, બિમારી અને બરોળને લીધે જેમ ચ્હેરો અને ચામડી ફીકી પડે છે તેમ જીભ પણ ધોળી અને ફીકી પડે છે.

**જો મેલી જીભ**—એટલે જીભ ઉપર સફેદ છારી બાઝી હોય તો સંધિવા, સખત તાવ, કલેજાનું દરદ, અને મગજના રોગ જાણવા. ઝાડાની કબજીયાતમાં જીભ ઉપર છારી બાઝે છે.

જીભ ઉપર વચમાં ચીરો પડે તો જરૂર મંદવાડની નિશાની જાણવી, જીભ ઉપર પીળો મેલ હોય તો પિત્ત રોગ જાણવો. જીભનો થર જલ્દી નીકળી જાય અને જીભનો ભાગ લાલ ચળકતો અને ચીરા પડેલો દેખાય તો આંતરડામાં સડો કે જખમ થયો છે એમ જાણવું. જીભની અણી અને બાજુની કોર તરફથી મેલ ઓછો થતો જાય તો રોગ નરમ પડે છે એમ જાણવું અને જીભના પાછલા ભાગમાંથી મેલનો થર ઓછો થતો જાય તો રોગનો ઘટાડો ધીમે ધીમે થાય છે એમ જાણવું. પ્લેગમાં જીભ ઉપર સફેદ ચાક જેવું ગોળ કુંડાળું પડે છે.

**જો જીભ કાળી**—એટલે કાળા જાંબુડા રંગની કે કાળા રંગની થાય તો દમ, શ્વાસ, ફેફસાંનો બીગાડ, ખાંસી કે લોહી બરાબર સાફ થતું ન હોય તો જીભ આસમાની રંગની કાળી ઝાંખી થાય છે. જ્યારે જીભ કાળા રંગની થાય ત્યારે દરદીની ભયંકર સ્થિતિ જાણવી.

**જો જીભ ધ્રુજતી**—જણાય, બહાર કાઢે અને દરદીના કાબુમાં જીભ ન રહે તો સન્નિપાત અને મગજનો ભયંકર રોગ જાણવો

**વાયુના** દોષવાળી જીભ ખરબરી, ફાટેલી તથા પીળી, **પિત્તના** દોષવાળી જીભ રતાશ અને કાળાશ પડતી, **કફના** દોષવાળી જીભ ધોળી ભીની અને નરમ હોય છે. **ત્રિદોષના** દોષવાળી જીભ કાંટાવાળી અને સુકાયલી, અને મૃત્યુ કાળ વખતે અંદરથી વધેલી, ફીણવાળી અને લાકડા જેવી કઠણ અને ગતિ રહિત જીભ હોય છે.

**નેત્રપરીક્ષા**—વાત (વાયુના) દોષવાળી આંખો નિસ્તેજ, ધુમાડા જેવી, ચંચળ તથા દાહવાળી હોય છે, **પિત્ત** દોષવાળાની આંખો પીળી, દાહવાળી, અને દીવાના તેજને ન સહન કરી શક-

નાર હોય છે. કફ રોગવાળાની આંખ ભિની, સફેદ, મંદ, નરમ, તેજરહિત હોય અને ત્રિદોષની આંખ રાતી જરા કાળી અને મીંચેલી જણાય છે.

**ચ્હેરાની પરીક્ષા—વાતદોષ**વાળાનો ચ્હેરો રહવારમાં તેજ વિનાનો, અને ઝાંખો તથા કાળાશ પડતો હોય છે; **પિત્ત** દોષવાળાનો ચ્હેરો પીળો, સુજેલો હોય છે અને કફ દોષવાળાનો ચ્હેરો તેલના જેવો તગતગતો દેખાય છે.

**ફીકકો ચ્હેરો**—ઘણું લોહી જાય, જીર્ણજ્વર, બરોલનું દરદ, નબળાઈ, અને લોહીમાં ફેરફાર થવાથી સ્ત્રીઓને ઋતુ શ્રાવ બહુ થવાથી ફીકકો ચ્હેરો રહે છે.

**લાલ ચ્હેરો**—તાવ, મગજનો સોજો, લુ લાગવી, લોહીનો માથા તરફ મગજમાં જોશ વધવાથી અને ગરમીથી લાલ ચ્હેરો થાયછે.

**ચિંતાતુર ચ્હેરો**—તાવ, ભયંકર દરદની શરૂઆત, આંચકા દમ, શ્વાસ કલેજા કે ફેફસાંના દરદથી ફીક્કો ચ્હેરો રહે છે.

**ફુકાયલો ચ્હેરો**—નબળાઈ, જીર્ણજ્વર, જળોદર, વિગેરે દરદમાં ફુગાયલો એટલે થેથર કે સોજાવાળો ચ્હેરો રહે છે.

**સોશયલો ચ્હેરો**—કોલેરામાં મોતની અણી વખતે, આવો ચ્હેરો થાય છે, કપાળે કરચલીઓ પડવી, આંખના ડોળા ઉંડા પેશી જઈ ખાડા પડવા, નાક અણીદાર થવું, કાનપટી આગળ ખાડા પડવા, ગાલ બેસી જવા, હડપચીએ કરચલી વળી અને ચ્હેરાનો રંગ આસ્માની થઈ જવો આવો ચ્હેરો દરદીની આખર અવસ્થાનો હોય છે.

**ત્વચા પરીક્ષા**--શરીરપર લાલ અથવા રતાશવાળો સોજો થાય તો લોહિના જોસથી કે પિત્તના દોષથી થયેલ સમજવો. વાત

દોષ હોય તો ચામડાનો રંગ કાળો પડતો જાય પીતદોષ હોય તો ચામડી પીળી પડતી જાય અને કફ દોષ હોય તો ચામડી સફેદ અને ગોરી થતી જાય છે.

લોહી બગડેલું કે તપી ગયેલું હોય તો ચામડી લુખી થઇ અંદર તરડ પડે છે. ચામડીમાં કાળાં ચાઠાં અને ધાબાં પડે તો લોહી બગડેલું જાણવું, ચામડીનો રંગ તાંબા જેવો ત્રાંબડો થતો જાય એટલે ચામડી રતાશ વાળી અને તગતગતી હોય તો વાત રક્ત કે રક્તપિત્તની નિશાની જાણવી. ચામડી તથા નખ કાળા આશમાની રંગના થાય તો મરણનાં ચિન્હ જાણવાં.

**મૂત્રપરીક્ષા**—વાતદોષવાળાનું મૂત્ર વાદળી રંગનું, **પિત્તદોષ**વાળાનું મૂત્ર લાલ કસુંબા જેવું, અથવા પીળું ગરમ તેલ જેવું, અને કફદોષવાળાનું મૂત્ર ઠંડુ, તળાવના પાણી જેવું, સફેદ ફીણવાળું અને સંન્નિપાત દોષનું મૂત્ર ઝાંખુ કાળું હોય છે.

અજીરણવાળાનું મૂત્ર ચોખાના ધોવણ જેવું, તાવમાં કીરમજી રંગનું, અને લોહી કોપેલું હોય તો મૂત્ર સ્નિગ્ધ, ગરમ અને લાલ હોય છે. પેશાબ કરતાં લાલ ધાર થાય તો ભયંકર રોગ સમજવો, કાળી ધાર થાય તો રોગી મરી જાય, બકરાના મૂત્ર જેવી વાસ આવે તો અજીરણનો વ્યાધિ સમજવો.

પેશાબની વચલી ધાર કાચના પ્યાલામાં લેવી પછી એક કલાક સુધી સ્થિર રાખી તેમાં એક સળી વતી તેલનું ટીપું મુકવું જો તે પેશાબમાં પડતો ફેલાઈ જાય તો રોગ સાધ્ય જાણવો, ટીપું ફેલાયા વગર ઉપર તરી રહે તો કષ્ટ સાધ્ય અને પેશાબની અંદર ડુબી તળીએ બેસે અથવા અંદરથી ઉપર આવી ફરવા લાગે

